# સબો રસિક વાર્તા,

ભાગ ૧ લો.

રચી પ્રસિદ્ધ કર્તા

ચુનીલાલ હરગોવિંદ જયાની ( ઇડર ખરોલી. )
જેઠાલાલ શંકરલાલ ચોકશી ( રતનાગર પેલેસ )
ચોપાટી મુંબઈ.

( પ્રત ૧૦૦૦ )

આવૃત્તિ પહેલી.

સંવત. ૧૯૬૩. સને ૧૯૦૬.

" ધી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ. "-અમદાવાદ.

કીંમત બાર આના.

# સુબોધસિંહ અને સત્યસિંહ.

## રસિક વાર્તા,

ભાગ ૧ લો.

રચી પ્રસિદ્ધ કર્ત્તા

ચુનીલાલ હરગોવિંદ જયાની ( ઈડર બહોલી. )
જવેરલાલ શંકરલાલ ચોકશી ( રતનાગર પેલેસ. )
ચોપાટી મુંબઇ.

( પ્રત ૧૦૦૦ )

આવૃત્તિ પહેલી.

સંવત. ૧૯૬૩. સને ૧૯૦૬.

" ધી. ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ. "—અમદાવાદ.

કીંમત ચાર આના.

॥ श्री गणेशाय नमः ॥

# અર્પણ પત્રિકા.

જલાલપોર કસ્બાની પવિત્ર ભૂમીમાં જન્મ લેનાર ભગુભાઇ રણછોડજી નાયક આપ સંસ્કૃત અને વેદાંતથી પુર્ણ પ્રકાશીત છો, વિદ્યાવિલાસી વીવેકસાગર દીલ દરિયાવ દયાળુ છો, તેથી હમારૂ અંતઃકરણ અતિ સંતોષ પામે છે. આપ સાહેબે આ પુસ્તકના બીજા ભાગમાં 'સંસ્કૃત સારૂ વિવેચન કરી લખ્યા પુસ્તકને દિપાયમાન કર્યું, તેથી સુબોધસિંહ, અને સત્યસિંહનું જીવનચરિત્ર આ નામનું લઘુ પુસ્તક આપને ભેટ તરીકે હમો અર્પણ કરીએ છીએ તે આપ સાહેબ સ્વિકારી કૃતાર્થ કરશોજી. એવી આ દાસોને આશા છે.

લી०

ચુનીલાલ હરગોવિંદ જયાની.

જવેરલાલ શંકરલાલ ચોકશી.

( મુંબાઈ. )

# સુબોધસિંહ અને સત્યસિંહ.

## પ્રકરણ ૧ લું.

### ( ઓચીંન્તો અવાજ, અને સુબોધસિંહે એક બીનું કરેલું રક્ષણ. )

હિંદુસ્તાનની પુર્વે સુબોધનગર કરીને શહેર હતું. તે શહેરની લંબાઇ આશરે ચાર જોજનની હતી અને પહોળાઇ છ જોજન હતી તે શહેરમાં એક લાખ કરતાં વધુ માણસની વસ્તી હતી. તે ગામની વચ્ચે એક મીનારો હતો તે ઇન્સાફનો મીનારો કહેવાતો હતો. પ્રજા સુખી છે કે દુઃખી તે સારી રીતે તપાસ ચાલતી હતી તે શહેરમાં મગનસિંહ રાજા રાજ્ય કરતો હતો તે સારો વિદ્વાન, ગુણીયલ અને ઇન્સાફી હતો. તે દરરોજ સાંજના ચાર વાગે તે મીનારામાં બેશી અરજદારોને ઇન્સાફ આપતો હતો. તે શહેરની બહાર એક તળાવ હતું તે તળાવની શોભાનો કંઇ પારજ નહોતો તે તળાવની પાશે એકસોને આઠ દેવાલય હતાં. તે દેવાલયમાં રાજા તરફથી પુજાઓ કરવા માટે બ્રાહ્મણોને પગાર આપીને રાખેલા હતા. દર વરસે શીવ-રાત્રીને દહાડે જાત્રા ભરાતિ હતી તે જાત્રા જોવા દશ બાર ગાઉના માણસો જોવા આવતા હતા. પાલખી, પલટણો તથા બ્રાહ્મણોના છોકરાઓના મોમાંથી રૂદ્રીયોના મંત્ર બોલાતા હતા અને વાજાંના ધામધુમથી વરઘોડો નીકળતો હતો. તે તળાવ પાસે એક બાગ હતો કે જેની શોભા અપરંપાર હતી. દરવાજાના નાકા ઉપર ફુવારા ઉડતા હતાં; ત્યાંથી આગળ ચાલતાં મનપસંદ પડે એવાં સુંદર ઝાડો હતાં તેમાં કેળ તથા નાળીયેરીના ઝાડો પુષ્કળ હતાં, ત્યાંથી આગળ ચા-લતાં સારાં પુષ્પોનાં ઝાડો હતાં તેમાં ગુલાબ, ચંપો, કેવડો, મોગરો, ઝાવેલ, ચંબેલી, કેતકી વગેરે તરેહ તરેહના પુષ્પોનાં ઝાડોની આશ-પાશ બાંક નાંખેલા હતા. તે સાંજના વખતે ફરવા માટે રાજા અને

અમલદારો વગેરે આવતા હતા ત્યાંથી આગળ ચાલતાં એક સારા દેખાવનો બંગલો હતો તે જોવાને આપણો અર્ધો દીવસ જાય. તે ખાસ રાજાનો પ્રાઈવેટ પેલેસ હતો, ત્યાંથી આગળ ચાલતાં લશકરી સિપાઇઓને માટે રહેવા મોટું મુકામ હતું તેમાં આશરે વીસ હજાર માણસનું લશકર હતું. ત્યાંથી આગળ ચાલતાં ભંડારનો મોટો ગુપ્ત મહેલ હતો તેમાં એક મોટું ભોંયરૂં હતું, જેમાં સર્વે ખજાનો મુકવામાં આવતો હતો. આ બાગ પાસે એક સુભવતિ કરીને નદી હતી તે ઠેકાણે ત્રીવેણીનો સંગમ થતો હતો તે નદી ઉપર દર સોમવતિ અને અગીયારશોના તહેવારે મોટી જાત્રા ભરાતિ હતી. તે જાત્રામા રાજા તરફથી દર અગીયારશે એકસો રૂપિયા બ્રાહ્મણોને વહેંચાતા હતા. તે નદીની સામી બાજુ નારાયણપુર કરીને શહેર હતું તેમાં નારણેશ્વર મહાદેવનું ધામ હતું. હવે આપણે સુબોધનગરનું વર્ણન કહીએ. તે શહેરમાં દવાખાનાં, ધર્મશાળાઓ અને નીશાળો વગેરે હતાં. તેમાં ચાલીસ દવાખાના, એકસો ધર્મશાળાઓ હતી, એંશી સ્કુલો હતી, તેમાંથી ચાલીશ પાઠશાળાઓ, ૨૦ કન્યાશાળાઓ, ૨૦ ગુજરાતિ સ્કુલો હતી. તે ગામની આસપાસ કોટ હતો. તેમાં ચાર દરવાજા હતા તે દરેક દરવાજે ચારશો માણસની ચોકી હતી. હવે એક દીવસના સમાયેગે મગનસિંહ બાગમાં પોતાના બે પુત્રો, કે જે, સુબોધસિંહ અને સત્યસિંહ સાથે બેઠા છે, તેટલામાં એક ઓચીન્તો અવાજ સાંભળ્યો. તે અવાજ એક પાસેના જંગલમાંથી આવતો હતો. એવી રીતે અવાજ આવ્યો કે કોઇ મદદે આવો, હમો ઘણા દુઃખી છીએ. આ અવાજ સાંભળી સુબોધસિંહે કહ્યું પીતાજી આ અવાજ કરનાર લોકોને દુઃખમાંથી છુટા કરવા જોઇએ. ત્યારે મગનસિંહે કહ્યું, હા, ત્યારે ચાલો જવા માટે સત્વર થાઓ.

**સુબોધસિંહ**—પીતાજી, તમારૂ કાંઇ કામ નથી હું અને સત્યસિંહ બન્ને જણા તેઓની મદદને માટે જઇશું.

**મગનસિંહ**—અરે પુત્રો હજુ તમો નાની વયના છો, માટે જઇ શકાય નહિ.

**સુબોધસિંહ**—પીતાજી તે વાતમાં તમો નચીંત રહો. શું હમો ક્ષત્રી પુત્ર નથી? કે દુખીનું દુઃખ ટાળવામાં પાછા પડીએ. માટે હમોને જવા માટે રજા આપો.

મગનસિંહ—જો તમારી મરજી એમજ હોય તો સુખેથી જાઓ તે લોકોને દુઃખમાંથી મુક્ત કરી પાછા વહેલા આવજો.

આ રજા મળતાંજ બન્ને ભાઈયો ઉઠયા અને પોતાના ઘોડાઓ ઉપર સ્વાર થઈ ને જલદી જવા લાગ્યા. જેમ તેઓ આગળ અને આગળ ગયા તેમ તેમ અવાજ દુર સંભળાવા લાગ્યો. (આ અવાજ કરનાર કોણ હતું તે આપણા વાંચકોને જાણવું જોઇએ કે તે એક સ્ત્રી હતી કે જેનું નામ સુબોધવતિ હતું. તેણીનું લૂંટારા લોકોએ હરણ કરી એક પહાડની ખીણમાં લઇ જતા હતા તેથી તે સુબોધવતિ બુમ પાડતી હતી.) ત્યારે બન્ને ભાઈઓએ વીચાર કર્યો કે આપણે ઘણા દુર નિકળી પડયા છીએ આ બુમ ઘણી ઝીણી સંભળાય છે માટે આ પાસેના પહાડમાં કોઇ સ્ત્રીના જેવો અવાજ આવે છે માટે તેઓએ પોતાના ઘોડા પહાડ તરફ દોડાવ્યા. તેઓ પહાડ પાસે આવ્યા ત્યારે તે અવાજ બંધ થયો. ત્યારે સત્યસિંહે કહ્યું હે મોટા ભાઇ આ અવાજ બંધ થયો હવે આપણે કેવી રીતે શોધ કરવી જોઇએ ત્યારે સુબોધસિંહે કહ્યું. હે સત્યસિંહ તમારો ઘોડો આ પહાડની પેલી બાજુ જવા માટે દોડાવો અને તપાસ કરો હું આ બાજુ તપાસ કરૂં છું ત્યારે સત્યસિંહ પોતાનો અશ્વ પહાડની પેલી બાજુ જવા માટે દોડાવ્યો તો પહાડ દશ જોજન લાંબો હતો. સત્યસિંહે પોતાના ઘોડાને ઘણો ચલાવ્યો પણ તે પહાડનો છેડો આવ્યો નહિ. ઘોડા થાકી ગયો ત્યારે સત્યસિંહ એક વડ નીચે વિશ્રામ લેવા બેઠો.

અહીંયાં સુબોધસિંહ તપાસ કરવી ચાલુ રાખી પોતાના ઘોડાને એક ઝાડ નીચે બાંધી પોતાના હથીઆર સહીત તે પહાડની ખીણમાં ઉતરતાંજ તેને અચાનક અજવાળું માલુમ પડયું ત્યારે તેણે પોતાની પાસે એક ઝભ્ભો હતો તે પહેર્યો, એટલે તેને કોઈ જોઇ શકે નહિ. પોતે સૌને દેખે આ ખરૂં યંત્ર તેની પાસે હતું તે પહેરી ખાઇમાં ઉતર્યો; તો ત્યાં તેની નજરે વીસ માણસો માલુમ પડયાં તેઓના વચમાથી આપણો બહાદુર આગળ ચાલ્યો ત્યારે બીજા ચાર માણસો ખુરશીપર બેઠેલા અને એક અબળા તેઓની વચ્ચે બેઠી રૂદન કરતી હતી. તે આપણો બહાદુર એક બાજુ ઉભો રહી જોતો હતો. તે લુચ્ચા લોકો જેવા તે અબળા ઉપર બળાત્કાર ગુજારતા

હતા તેટલામાં આપણા બહાદુરે કહ્યું સબુર, લુચ્ચાઓ તમારો કાળ નજદીક છે. આ ઓચીન્તો અવાજ સાંભળી તેઓએ વીચાર કર્યો કે આ ભુત કે કોણ હશે તે તપાસ કરવા લાગ્યા તપાસ કરતાં કાંઇ માલુમ પડયું નહિ. તેથી પાછા તે અબળાને સતાવવા લાગ્યા. પછી આપણા બહાદુરે કહ્યું અરે લુચ્ચાઓ તમો સબુર કરો. તમારૂ મોત નજદીક છે. આ સાંભળી તેઓએ પાછી તપાસ કરી. આપણો બહાદુર કાંઇ કાચો પોચો નહોતો તેણે પોતાનો ઝભ્ભો કાઢી નાંખી તેઓની વચ્ચે ઉભો રહીને કહ્યું. અરે લુચ્ચાઓ તમો જરા પરમેશ્વરનો તો ડર રાખો. આ બીચારી અબળાને શા માટે સતાવો છો. તે લુચ્ચા લોકોએ કહ્યું અમો તારા ડરાવ્યા ડરવાના નથી અમે ફકત સુબોધસિંહથી ડરીએ છીએ અમને બીજા કોઇની પરવા નથી. ત્યારે સુબોધસિંહે કહ્યું અરે લુચ્ચાઓ આ અબળાને છોડી દો નહિતર તમારો આ વખતજ પ્રાણ જશે ત્યારે તે લુચ્ચા લોકોએ કહ્યું અરે તું છાનો માનો ચાલ્યો જા. તું નથી જાણતો કે અમો જુના લુટારાઓમાંની ટોળીઓમાંના લુટારા છીએ. તું એકલો હમોને શું કરનાર છે. તું એમ જાણજે કે એક સીસોટી વગાડતાંજ દશ કે બાર માણસો હાજર થશે માટે તારો પ્રાણ થોડીવાર છે એમ સમજજે ત્યારે આપણા બહાદુરે કહ્યું, લુચ્ચાઓ તમારો કાળ આવી પહોંચ્યો એમ કહી પોતાની બે નળીવાળી પીસ્તોલ કાઢી તેઓના સામે ધરી અને કહ્યું લુચ્ચાઓ આ પીસ્તોલને સ્વાધીન થઇ જાઓ. પોતે જેવી પીસ્તોલ છોડવા જાય છે, તેવામાં તે લુટારાઓમાંથી એકે સીસોટી વગાડી તો બીજા ૧૦ જણ આવી ઉભા રહ્યા. હવે આપણા બહાદુરે વિચાર્યું કે આ માણસોમાંથી છુટવું મહા મુસ્કેલ છે માટે ઝભ્ભો પહેરવો જોઇએ. પણ ઝભ્ભો પહેરી ગુપ્ત રીતે આ લુટારાને મારવા તે કંઇ ક્ષત્રીનું કામ નથી માટે ઝભ્ભો પહેરવોજ નહિ જોઇએ માટે આવો વિચાર કરી લડાઇ કરવી ચાલુ રાખી તેમાંથી પાંચ જણાને માર્યા. આ બનાવ જોઇને બીજા નાશી ગયા અને માંહોમાંહે વિચાર કરવા લાગ્યા કે આ સુબોધસિંહ તો નહિ હોય ? હવે ફકત તે અબળા અને સુબોધસિંહ બન્ને રહ્યાં.

સુબોધસિંહ—હે અબળા તમે કોણ છો અને આ લુચ્ચા લોકો તમોને અહિં શા માટે લાવ્યા તે મને કહી સંભળા-

વે. ત્યારે તે સ્ત્રીએ કહ્યું, હું કમલપુરના રાજાની છોકરી છું અને મારૂં નામ સુબોધવતિ છે અને હું આજે મારી સખીઓ સાથે બાગમાં ફરતી હતી તેવામાં આ લુચ્ચા લોકોએ મને દીઠી કે તરતજ ઉપાડી ગાડીમાં બેસાડી અહીં લાવ્યા મેં મદદને માટે બુમો પાડી પણ થોડીવાર પછી તેઓએ મને ધમકી આપીને છાની રાખી ને આ ખીણમાં લાવ્યા. મારા ઉપર જોવા તેઓ બાળાત્કાર ગુજારતા હતા તેવામાં તમો આવી પહોંચ્યા તો મારૂં શિયળ રહ્યું, નહિ તો તે લુચ્ચા લોકો મને તેમના હુકમને તાબે કરત. જો હુ હુકમ નહિ માનત તો મારો જીવ જાત. સુબોધસિંહે કહ્યું ચાલો ત્યારે હું તમને કમલપુર મુકવા આવું—આવો વિચાર કરે છે એટલામાં એક ઓચીંતો અવાજ થયો અરે કોઇ બચાવો ત્યારે આપણો બહાદૂર ઉઠી તે અવાજ આવતો હતો તે તરફ ગયો તો એક દાદર દેખાયો, તે દાદર ઉપર ચઢયો ત્યારે એક લોખંડનો દરવાજો આવ્યો. તે ઘણો મજબુત હતો, તે ઉઘાડી આપણો બહાદુર દાખલ થયો, તો ચાર માણસોને કેદખાનામાં જોયા ત્યારે તેઓને એકદમ બેડીઓ તોડી મુક્ત કર્યા. તપાસ કરતા માલુમ પડ્યું કે તે ચાર જણા કમલપુરના સરકારી માણસ હતા. તેઓને સુબોધસિંહે પૂછ્યું, તમો કેવી રીતે અહિંયા કેદખાનામાં બંદીવાન થયા ? ત્યારે તેઓએ કહ્યું હમો કમલપુરના બાગમાં ફરતાં હતાં તેવામાં કેટલાક લુચ્ચા માણસો આવી કુંવરીબાને ઉપાડી ગાડીમાં બેસાડી હરણ કરી ગયાં ત્યારે હમો તેમનો છુટકારો કરવા ગયા તો તેમનામાંથી છ જણાઓએ હમોને પકડી ગાડીની પાછળ ટીંગાતા બાંધી, ગાડી દોડાવી મુકી, હમો બુમો પાડતા રહ્યા ને આ ખીણમાં લાવી હમોને કેદ કરી દીધા; તે આપે આવી હમોને મુક્ત કર્યા. કોણ જાણે હવે કુંવરીબા કયાં ગયાં હશે ત્યારે આપણા બહાદુરે કહ્યું–નિશ્ચિંત રહો, સર્વે સારા વાના થયા છે, એમ ધીરજ આપીને તેઓ બહાર આવ્યા પણ તે કુંવરી મળી નહિ.



# પ્રકરણ ૨ જું.

## ( સત્યસિંહનું કરેલું પ્રાક્રમ. )

સત્યસિંહ પોતે વડ નીચે બેઠો છે તેવામાં ઉંઘ આવવાથી ઉંઘી ગયો તો એક મોટા સાપે તે વડ નીચેથી નીકળી તેને ડંખ કર્યો તેવામાં તે ઉઠીને જુએ છે તો સાંપ જોયો. પોતે ક્ષત્રી તે ત્યાંથી ઉઠી સાપને પકડીને કહ્યું અરે ચંડાળ મેં તારો શો ગુન્હો કર્યો કે તેં મને ડંખ કર્યો માટે તારો ડંખ પાછો ચુશી લે; ત્યારે એક અજાયબ બનાવ બન્યો તે સાપ હતો તે મહા વિક્રાળ રાક્ષસ થઇ ગયો. આ જોઇ સત્યસિંહે કહ્યું તું કોણ છે તે મને સત્ય કહે, નહિ તો આ શસ્ત્રથી તારૂં મૃત્યુ થવાનું તે તું ખચ્ચીત માનજે. આ સાંભળી રાક્ષસે કહ્યું અરે મનુષ્યજાત તું મને શું મારવાનો હતો, હું યમરાજાછું, કોઇને સરપ થઇ ડંખુછું વળી જે કોઇને જેવા પ્રકારનું મરણ હોય તેવાં સ્વરૂપ લેઇ તેમનો નાશ કરૂછું ત્યારે સત્યસિંહે કહ્યું તમો યમરાજા છો તો હું આપને વિનંતિ કરી કહુંછું કે મારૂ અને મારા મોટા ભાઇ સુબોધસિંહનું મૃત્યુ કેવી રીતે છે તે મહેરબાની કરી કહેશો, ત્યારે યમરાજાએ કહ્યું આજથી સીત્તેર વર્ષે તમો બન્ને જણા લડાઇમાં જશો ત્યાં તમારૂં મૃત્યુ છે તે સમયે હું બાણ સ્વરૂપ લેઈ તમારા શરીરમાં પ્રવેશ કરીશ તેથી તમારૂ મૃત્યુ છે. પણ તમો બંન્ને ભાઇ યાદ રાખજો કે જો તમો પુર્વ દીશામાં જશો તો તમને ઘણું દુઃખ પડશે પણ આખરે સારૂ થશે તે યાદ રાખજો એમ કહી અદ્રશ્ય થયા. હવે સત્યસિંહે વિચાર કર્યો કે મારે પુર્વ દિશામાં જવુંજ જોઇએ. તરતજ પોતે ઘોડા ઉપર સ્વાર થઇ પુર્વ દિશા તરફ તૈયારી કરી થોડા દીવસે એક મહા ભયંકર ઝાડી આવી. તે ઝાડી આશરે દશ ગાઉની હતી.

તેમાં જવા માટે સત્યસિંહે પોતાના ઘોડાને ઘણો જોરથી દોડાવ્યો પણ કમનશીબે એક ખાઇમાં તે ઘોડો પડી જવાથી તેને જરા ઇજા થઇ પણ તેની દરકાર ન કરતાં આગળ ચાલ્યો ત્યારે એક મોટો વિશાળ બંગલો આવ્યો તેમાં જવા સત્યસિંહે વીચાર કર્યો. દરવાજામાં પેસતાં એક મહા વિક્રાળ રાક્ષસ જોયો. તે રાક્ષસે

કહ્યું હે મનુષ્ય જાત તું અહીં શામાટે આવ્યો છે. તું એમ જાણજે કે તારો કાળ આવ્યો છે મને તો દયા આવે છે તેથી હું તને મારતો નથી પણ આ વનનો રાજા રાક્ષસ છે તે હમણાં આવશે તો તારો પ્રાણ જવાનો. ત્યારે સત્યસિંહે કહ્યું હું તારા રાક્ષસથી ડરવાનો નથી તેણે ઘણાક પશુ પક્ષીયોનો સંહાર કરી દુઃખ દીધું છે, તેથી તું યાદ રાખજે કે તેનાજ ખાતર પરમેશ્વરે મને મોકલ્યો છે તેમ વાત કરે છે એટલામાં તે રાક્ષસ આવ્યો અને સત્યસિંહને જોઇ હસવા લાગ્યો, અને કહ્યું હે માણસ તને જોઇ હું આજે ઘણો ખુશી થયો છું. કારણ કે આ વનમાં હું ઘણા વરસથી પશુઓનો સંહાર કરૂ છું તેથી મારૂ મન સંતોષ થતુ નથી માટે આજે તારો ભક્ષ કરવાથી હું કેટલો ખુશી થઇશ માટે ચાલ મરવા માટે તૈયારી કર. ત્યારે સત્યસિંહે કહ્યું, અરે દુષ્ટ રાક્ષસ હું તારો ડરાવ્યો કંઇ ડરવાનો નથી તારા જેવાઓને મારા પગ નીચે કચરી નાખું છું હું ક્ષત્રી પુત્ર કંઇ કાયર બાયલો નથી તારા જેવા પાપીયોને પરમેશ્વર આ ભારતભૂમીમાં જન્મ શા માટે આપતો હશે, પણ મારા જેવાના હાથે તે પાપીયોનાં મૃત્યુ થવાનાં માટે ચાલ મરવા માટે તૈયાર થા.

આ બોલ સાંભળી રાક્ષસને રીસ ચડવાથી સત્યસિંહનો નીચે નાખી પોતે ઉપર ચઢી બેઠો ત્યારે સત્યસિંહે પોતાનો જમૈયો બહાર કાઢી તે રાક્ષસના પેટમા માર્યો તેથી તે રાક્ષસે પોતાના પ્રાણ છોડી દીધા. હવે સત્યસિંહ ત્યાંથી ઉઠી તેના બંગલામાં ગયો ત્યારે એક ઓરડામાં ગયો તે ઓરડો હથીયારથી ભરેલો હતો તેમાંથી કીંમતી હથીયાર લેઇ બીજે માળે ચઢ્યો ત્યાં એક બાઇડીને રૂદન કરતી સાંભળી ત્યારે તેની પાસે જઇને કહ્યું હે બાઇ તમો કોણ છો ત્યારે તે સ્ત્રીએ કહ્યું હે વીરપુરૂષ તમો અહીં આવ્યા છો પણ આ વનનો રાજા રાક્ષસ આવશે તો મારી નાખશે ત્યારે સત્યસિંહે કહ્યું તમો નિશ્ચિન્ત રહો તે રાક્ષસનો મેં નાશ કર્યો છે ત્યારે તે સ્ત્રીએ કહ્યું ધન્ય છે તમોને, પરમેશ્વર આવા વીરપુરૂષોનો આ ભુમી ઉપર જન્મ આપ્યો તો મારા જેવી અબળાને આ દુઃખમાંથી છોડાવી. તેથી હું આપને વિનંતિ કરૂ છું કે મારો અંગીકાર કરશો ત્યારે સત્યસિંહે કહ્યું જેમ તમારી મરજી હોય તો તેમ, પણ આપણે અહીંથી જવા માટે સત્વર તૈયાર થવું જોઇએ. કારણ કે પાછું કંઇ

વીઘ્ન નડશે ( જાય છે ) ( આ સ્ત્રી કોણ હતી તે આપણે જાણવું જોઇયે તે સ્ત્રી અમરપુરના રાજાની છોકરી અમરાવતિ હતી )

## પ્રકરણ ૩ જું.

( સત્યસિંહે રાક્ષસની પાસેથી છોડાવેલી સ્ત્રીનું વર્ણન. )

હવે સત્યસિંહ વડના ઝાડ નીચે સુતો છે તેવામાં સરપ ડંખથી સત્યસિંહ મૃત્યું પામ્યો. રાતના બે વાગતાના સુમારે ત્યાં એક રાક્ષસ આવ્યો તેણે તે સ્ત્રીને કહ્યું હે સ્ત્રી આ રાતના સમયે તું અહીં કેમ આવી છે ત્યારે તે સ્ત્રીએ કહ્યું તમારા વિકાળ ચહેરાથી હું બીહુ છું તેથી જવાબ દેઈ શકતી નથી. ત્યારે રાક્ષસે પોતાનો ચહેરો મનુષ્ય જેવો કર્યો ત્યારે તે સ્ત્રીએ કહ્યું હું એક રાક્ષસના પંજામાં સપડાઇ હતી તેવામાં આ વીર પુરૂષે આવી મને બચાવી અને તેમના સાથે આવી છું. આ મારા પ્રાણનાથ સુતા છે તે જ્યારે જાગશે ત્યારે અહીંથી જઇશું ત્યારે રાક્ષસે કહ્યું હે બાઇ આ તારા પતિને સર્પ ડંખ કર્યો છે તે મરણ પામ્યો છે. માટે તું મારા સાથે ચાલ નહિંતો અહાંથી તને કોઇ લઇ જઇ દુ:ખી કરશે હું તો મારી છોકરીના પાસે તુને રાખીશ. ત્યારે તે સ્ત્રીએ કહ્યું હું મારા પતિને છોડી કોઇ દીવસ આવનાર નથી. ત્યારે તે રાક્ષસ તેને ઉપાડી પોતાના બંગલામાં લઇ ગયો અને તેને કેદ કરી જ્યારે સ્ત્રી ઘણા વીલાપ કરવા લાગી ત્યારે તેણે છોડી. પોતાની છોકરી કે જેનું નામ મણી હતું તેના પાસે ચાકરી કરવા રાખી એક દીવસના સમાયોગે તે મણી અને તે સ્ત્રી બન્ને જણ સરોવરની પાસે બાગમાં ફરતી હતી તેવામાં એક લુંટારી ટોળીએ આવી બન્ને જણને પકડી ગાડીમાં બેસાડી લઇ ગયા ત્યારે તે સ્ત્રી અને મણી બન્નેજણ વીલાપ કરવા લાગ્યાં. મણી-રાક્ષસની છોકરીને વીચાર યાદ આવ્યો કે હું જાદુ ભણેલી છું માટે આ બન્ને જણ સમળી થઇ ઉડી ગયાં તેવામાં એક ગામ આવવાથી તે ગામમાં પોતે સ્ત્રીરૂપ થઇ એક ધર્મશાળામાં ગયાં અને તે શહેરના રાજાને ખબર આપી કે હમો રાજપુત્રીયો છીએ માટે હમોને રહેવા

માટે એક મુકામ આપવું જોઇએ, આ વાત રાજાએ સાંભળી કે તેમને બોલાવી પોતાની છોકરી કે જેનું નામ રમણુ ગૌરી હતું તે-મના પાસે રહેવા કહ્યું. એક દીવસના સમાયોગે તે રમણુગૌરીએ કહ્યું હે બહેનો મારૂં મૃત્યુ તો કોઈ દીવસ છેજ નહિ. ત્યારે મણીએ પુછ્યુ બેન આ મનુષ્ય જાતમાં કોઇ, વિભીષણુ, અશ્વસ્થામા, બળીરાજા હનુમાન તથા ગોપીચંદન વીના અમ્મર કોઇ થયું નથી માટે તે વાત કંઇ સાચી ભાસતી નથી.

**રમણુગૌરી**—હે બહેન મારૂ મૃત્યુ એવી રીતે છે કે સાત સમુદ્રમાં સાત નાગ છે તેમાં મોટા નાગના મસ્તકમાં સાત મણી છે તે કોઇ લાવી તેને કાણું પાડી તેનો હાર કરી પોતે પહેરે તો મારૂ મરણુ છે અને પાછો તે હાર કાટી નાખે ત્યારે હું સજીવન થાઉં.

**મણી**—બેન આપનું સગપણુ કર્યુ તો હશે

**રમણુગૌરી**—હા બહેન સગપણુ થએ આજ બે વરસ થયાં છે.

**મણી**—આપનુ સગપણુ કોઇ મોટા રાજ્યમાં થયું હશે.

**રમણુ**—હા. સુર્યનગરના રાજાના પુત્ર સુર્યસિંહના સાથે.

**મણી**—( ખરેખર તે સુર્યસિંહ કે જેની સાથે મારે પ્યાર જોડાણા છે ) વારૂ બેન ત્યારે તો બહુજ સારૂ.

હવે મણીએ વીચાર કર્યો કે સુર્યસિંહને સાથે મારૂ લગ્ન થાય તો સારૂ માટે તેના સારૂ કંઈ ગોઠવણુ કરવી જોઇએ એમ કહી તેણીએ પોતાના બે સ્વરૂપ કરી એક સ્વરૂપ રાજાની કુંવરી પાસે રહી બીજું સ્વરૂપ સમળીનું લેઇ સાત સમુદ્ર પાસે ગઇ ત્યારે પોતે સમળીનું રૂપ બદલી માછલી થઇ સમુદ્રમાં પ્રયાસ કર્યો કે જ્યાં સાત સમુદ્રમાં સાત બેટ હતા ને જે બેટમાં સાત નાગ રહેતા હતા ત્યાં જઈ પોતે માછલીનું સ્વરૂપ બદલી ગરૂડનુ સ્વરૂપ લેઇ તે નાગ પાસે ગઇ ત્યાં બીજા છ નાગ ગરૂડને દેખી નાશી ગયા પણુ જે મોટા નાગ હતો તે ગરૂડ સામો લડવા લાગ્યો છેવટે ગરૂડે તે નાગને મારી સાત રત્ન લેઇ પાછુ માંછલીનું સ્વરૂપ લેઇ સમુદ્રને કીનારે આવી પાછુ સમળીનું સ્વરૂપ લઇ તે રમણુગૌરી પાસે આવી સમળીનુ રૂપ બદલી નાંખ્યું થોડા દીવસ પછી તે રાજાએ રમણુગૌરીનાં લગ્ન કરવા

સુર્યનગરની જાન તેડાવી લગ્નની બધી ધામધુમ થવા લાગી. કેટલાક ઘોડા, કેટલાક હાથી, પાલખીઓ શણુગારવામાં આવ્યા. આવી રીતે મોટો ભપકો થવા લાગ્યો. ચોકસ મુદતે સુર્યનગરની જાન આવી પહોચી. તે જાનમાં ઘણો ભારી ઠાઠ હતો. બસો પાલખીયો, હજારો હાથી, હજારો ઘોડેસ્વારો, દશ હજાર પાયદળ, હજાર ગાડીઓ, ઢોલ, નગારાં, નીશાન વગેરે ઘણો ઠાઠ હતો. દુદુંભીના અને તોપોના અવાજ થવા માંડયા, ત્યારે રાજાએ વીચાર્યું કે સુર્યનગરની જાન ગામની પાદરે આવી છે. માટે સામૈયાં કરી વરને મંડપમાં લાવીએ, તેવો વીચાર કરે છે તેટલામાં એક દાસી આવી કહેવા લાગી કે કુંવરીબા ઘણાં માંદાં છે.

( તે સાથી માંદી થઇ કે મણીએ સાત મણીને કાંણું પાડી હાર બનાવ્યો હતો ) ત્યારે રાજા એકદમ ગાભરો બની કુંવરી પાસે ગયો તો કુંવરી મરણ પથારીએ પડી છે ત્યારે રાજા બહુ શોકાતુર થઇ કહ્યું. હવે શું કરીશ. મારે આ રાજાને કોને પરણાવવું. તેમ વીચાર કરે છે ( મણીએ હાર પહેર્યો કે તરતજ રમણગૌરી સ્વર્ગવાસી થઇ ) તેટલામાં કુંવરી મરણ પામી, હવે રાજાએ વીચાર્યું કે કુંવરી મરણ પામી પણ તેને કુટી બાળાશે નહિ ને તેમ થાય તો જાનના માણસો જાણે માટે તેને રહેવા દેવી. આ વાત કોઇને જણાવી નહિ ફક્ત મણી ને તેની બહેનપણી, રાજા અને દાસી આ ચાર જણ વાત જાણતાં હતાં.

**રાજા**—હે બહેન મણી હું તમને કહી શકતો તો નથી પણ મારૂ એક વચન રાખશો આ વખત મારી આબરૂ જાય છે.

**મણી**—શું છે! મને કહો આપનું કહેવું કબુલ ગણીશ. ( મણીને તો જોઇતું હતું તે મળ્યું. )

**રાજા**—હે પુત્રી! મારો વીચાર એવો છે કે તું કુંવારી છે માટે આ સુર્યસિંહને પ–ર–ણે–તો–ઓ–ઓ.

**મણી**—પીતાજી તે વાતમાં તમો જરાપણ ફીકર રાખશો નહિ પણ મારૂ એક વચન કબુલ રાખવું પડશે.

**રાજા**—તું જે કહે તે મારે કબુલ છે.

**મણી**—અમારી બહેનપણી છે તેને સુબોધનગર પહોંચતી કુ-

રવી કારણકે આ સુબોધનગરના રાજાના પુત્ર સત્યસિંહની સ્ત્રી છે.

**રાજા**—હેં સત્યસિંહની !! શું સત્યસિંહ હયાત છે.

**મણી**—હા.

**રાજા**—તે સત્યસિંહ મારે કાકાના પુત્ર થાય છે માટે તે વાતમાં તમો જરા પણ ફીકર કરશો નહિ હું ખુશીથી પહોંચતી કરીશ.

**મણી**—મારે સુર્યસિંહને પરણવાની હા છે માટે જાઓ જલદી તૈયારી કરો.

( રાજા જાય છે ) સામા જાનવાળા મોટા ઠાઠમાઠથી મંડપમાં આવ્યા ત્યાં કન્યા પધરાવી પરણાવી જાન સુર્યનગર વીદાય કરી. હવે પાંચ છ દીવસે જાન સુર્યનગર પહોચી ત્યારે તે મણીએ રાતના સમયે પોતાનો હાર બહાર કહાડી ખુંટી ઉપર મુકી પોતે સુઇ ગઇ ત્યારે અહીં રમણગૌરી રાજાની છોકરી સજીવન થઈ કે તેણીએ દાસીને બોલાવી પોતાના બાપને બોલાવ્યા ( રાજા આવે છે ) બીવા લાગ્યો કે આ શું મારી છોકરી ભુત થઇ કે, ત્યારે છોકરીએ વીચાર્યું આ સૌ મારાથી બીહે છે માટે તેમને કહ્યું હે પીતાજી ! તમો મારાથી બીશો નહિ પણ તમો એટલું કરો કે આ ગામથી બાર ગાઉને છેટે એક બંગલો બંધાવો તેમા બાર વરસનો ખોરાક ભરાવો અંદર વાવ બંધાવો અને મારા માટે એક પલંગ ઢાળી મને ત્યાં સુવાડો હું દરરાત્રે સજીવન થઇશ. તે તમો ખચીત માનજો. ત્યારે રાજાએ પોતાની છોકરીના કહેવા પ્રમાણે કરાવ્યું જ્યારે તૈયાર થયું ત્યારે તે છોકરીને તે મહેલની અંદર મુકી આવ્યા.

( હવેનું વિવેચન બીજા ભાગમા આવશે. )

---

# પ્રકરણ ૪ થું.

## રાક્ષસે સુબોધવતિનું કરેલું હરણ.

જ્યારે સુબોધસિંહ પહાડની ખીણમાં લૂંટારાઓને મારી પોતે બેઠા હતા તેવામાં અવાજ થયો કે મને કોઇ બચાવો ત્યારે સુબોધ-સિંહ તે અવાજ આવતો હતો તે દાદર ઉપર ચઢી ઉપર ગયા ત્યારે સુબોધવતિ એકલી રહી હતી એટલામાં એક ઓચિન્તો કડાકો થયો. આ જોઇ સુબોધવતિ ગભરાઇ. થોડીવાર પછી એક મહા વિક્રાળ રાક્ષસ પ્રગટ થયો તેને ઉંચકી મહા અરણ્યમાં એક પહાડ ઉપર લેઇ ગયો.

**રાક્ષસ**—કેમ પ્યારી તું હવે મારા હુકમને તાબે થાય છે કે નહિ ?

**સુબોધવતિ**—દુર રહે ચંડાળ તું મને અડકીશ નહિ.

**રાક્ષસ**—હે પ્યારી જો તારે દુઃખમાંથી છુટવું હોય તો મારા વચનને તાબે થા. તું એમ જાણજે કે મારા વચનને તાબે થઇશ નહિ તો આ શસ્ત્રથી તારો પ્રાણ જવાનો.

**સુબોધવતિ**—(ક્રોધ) અરે દુષ્ટ પાપી ચંડાળ શું તું એમ સમજે છે કે આ અબળાજાતને શરણ કરૂં હું તારા જેવા દુષ્ટ લોકોને તાબે થઇશ નહિ જો વધારે મને સતાવીશ તો તને આ વખતે બાળી ભસ્મ કરીશ. જા તારૂં કાળુંકર તું મને આથી વધારે કષ્ટ આપીશ તો પણ તારા શરણે થનાર નથી.

**રાક્ષસ**—અરે દુષ્ટ અભાગણી હું તને ચાર દીવસની રજા આપુંછું એટલામાં તું તારો વીચાર કરી મને જવાબ આપજે નહિ તો તારો પ્રાણ જવાનો.

( ઉંધે મસ્તકે લટકાવી જાય છે. )

**સુબોધવતિ**—અરે દુષ્ટ બુદ્ધી દુરાત્મા હું તારા ડરાવ્યાથી ડરનાર નથી, મારા શિયળનો ભંગ કરી તારી દુષ્ટ વાંચ્છનાને કદી સ્વીકારીશ નહિ.

( રાક્ષસ જાય છે. )

અહીંયા સુબોધસિંહ સુબોધવતિની શોધમાં જંગલો જંગલ

રખડી આ પહાડ પાસે આવી પહોંચ્યો તે પહાડ ઉપર એક સ્ત્રીને રોતી સાંભળી

( આ સુબોધવતિ રડતી હતી. તે આપણે જાણવું. )

ત્યાં જઇ સુબોધસિંહ જુવે છે તો એક અબળાને રોતી જોઇ અને અરે આ સ્ત્રી સહાય માગે છે માટે ત્યાં જવા સત્વર થવું જોઇએ.

( જાય છે. )

સુબોધસિંહ ત્યાં જઇ જુવે છે તો એક અવાજ થયો.

કે અરે આ અબળાને રાક્ષસના પંજામાંથી મુક્ત કરો તે અવાજ સાંભળતાંજ આપણો બહાદુર તે તરફ ગયો ત્યાં એક સ્ત્રી ઉંધે મસ્તકે લટકતી જોઈ.

સુબોધસિંહ કહે અરે આ સ્ત્રી અધર લટકેલી જણાય છે તે સહાય માગે છે આવો જુલમ કરનાર કોણ હશે (સ્ત્રી તરફ જુવે છે) શી સુંદર મુખમુદ્રા છે. પરમાત્માની પુણ્યતાનો આ એક નમુનો છે. એમ કહીને તે સ્ત્રીને છોડી ધીરજ આપીને કહ્યું, હું તને આ કષ્ટમાંથી છોડાવીશ (થોડીવાર પછી ઓળખે છે) અરે તું શું સુબોધવતિ! તારા કમનસીબથી આ રાક્ષસના પંજામાં સપડાઇ હું તને વચન આપુછું કે તને આ દુ:ખમાંથી છોડાવીશ.

**સુબોધવતિ—**અરે શું પ્રાણનાથ સુબોધસિંહ તમો મારી શોધમાં કેટલું કષ્ટ વેઠી મારી શોધ કરી ધન્ય છે તમારા જેવા વીર પુરૂષોને, આ રાક્ષસે મને તેના હુકમને તાબે થવા મને ઘણું કષ્ટ આપ્યું પણ આપે મને લૂંટારાઓની પાસેથી મુક્ત કરી ત્યારથીજ આ દેહ આપને અર્પણ કરી છે. બીજું હે વીરપુરૂષ આ રાક્ષસનું મરણ એવી રીતે છે કે અહીંથી થોડે દૂર એક સુંદર બંગલો છે તેમાં એક ભોંયરૂ છે તે ભોંયરામાં સાત તાડનાં ઝાડ છે તેમાં સૌથી મોટા તાડ ઉપર એક ભમ્મર રહે છે. જ્યારે કોઇ વીરપુરૂષ તે ઝાડ પોતાની તરવારના એકજ ઘાથી સાત તાડ અને તે ભમરાને મારે તો આ રાક્ષસનું મરણ છે.

**સુબોધસિંહે—**હે પ્રીયા તું તે વાતની ફીકર રાખીશ નહિ, આવું કામ કરવામાં મને પરમેશ્વર સહાય કરશે. અરે! એ પાપી રાક્ષસને હું કયારે મારૂ અને મારા જીવને શાન્તી કરૂં. જ્યાં સુધી તે રાક્ષસ મરશે ત્યાં સુધી હું કદીપણ નીરાંતે બેસનાર નથી. અરે

પરમેશ્વર આવા અધમ પ્રાણીઓને આ ભૂમી ઉપર શામાટે જન્મ આપતો હશે એમ કહી (રાક્ષસને મારવા જાય છે.)

(રાક્ષસનો પ્રવેશ.)

**રાક્ષસ**—હે પ્રીયા તું માન. જો તું મારા હુકમને તાબે થઇશ નહિ તો તારૂ મૃત્યુ થવાનું

**સુબોધવતિ**—અરે દુષ્ટ ચંડાળ હું મોતથી ડરનાર નથી હું કદીપણુ મારૂં શિયળ ભંગ કરવાની નથી માટે તું દુર થા.

(એટલામાં રાક્ષસ મરણુ પામ્યો.)

**સુબોધસિંહ** તે બંગલામાં જઇ ભોંયરા પાસે ગયો અને ત્યે ભોંયરામાં ઉતરી તેણે પોતાની તરવારના એકજ ઘાથી સાત તાડ અને ભમરાને મારી નાખ્યો. તેથી તે રાક્ષસ સુબોધવતિ પાસે મરણુ પામ્યો.

[ સુબોધસિંહ આવે છે. ]

**સુબોધવતિ**—પ્રાણુનાથ આપ મને આ દુઃખમાંથી મુક્ત કરી, નહિ તો આ રાક્ષસ મારો પરાણે જીવ લેત. હવે આપણે ઢીલ કરવી નહિ; જવા માટે સત્વર થવું જોઇએ નહિ તો કંઇ વીઘન નડશે.

( જાય છે. )

હવે કમલપુરમાં સુબોધવતિનું હરણુ થએલું કમળસિંહે સાંભળી એકદમ મુર્છાગત થયો. થોડીવાર પછી સાવધ થઈ દરબાર ભરી સોપાઇઓ પાસે શોધ કરાવા લાગ્યા પણુ કોઈ ઠેકાણે પત્તો લાગ્યો નાહ. તેથી નીરાશ થઇ સભા ભરીને કહ્યું જે કોઇ મારી પુત્રીની શોધ લાવશે તેને હું મારૂ અર્ધું રાજ્ય આપીશ માટે કોઇ વીર પુરૂષ હોય તો તો શોધ કરવા સત્વર થાઓ (એટલામાં.)

**સીપાઇ**—(મહારાજાધીરાજા સાહેબને ઘણી ખમા) એક પુરૂષ અને સ્રી આપને મળવા ચાહે છે.

**રાજા**—આવવા દો.

(સુબોધસિંહ-સુબોધવતિ પ્રવેશ કરે છે)

**કમળસિંહ**—અરે મારી, મારી પુત્રી સુબોધવતિ ! (ભેટે છે) તારા વીયોગથી હું ઘણો દુઃખી હતો પરમેશ્વરે સારાં વાનાં કર્યાં પણુ આ કોણુ છે?

**સુબોધવતિ**—જ્યારે મને બાગમાંથી લૂંટારા લોકો હરણ કરી ગયા ત્યાં આ વીર પુરૂષે આવી મને બચાવી, એટલામાં એક ઓચિન્તો બનાવ બન્યો કે ત્યાં એક રાક્ષસ પેદા થઇ ઉચકી આવતો થયો ત્યાં પણ આ પુરૂષે આવી મને બચાવી. પણ.........

**કમળસિંહ**—બહેન નચીન્ત રહે. હું સમજ્યો તમારૂ બન્નેનું જોડુ ચીરણજીવી રહો." હે વીર પુરૂષ તમોએ મારી છોકરીને આવાં દુઃખોમાંથી મુકત કરી તેથી તમારો હું આભારી છું પણ આપ કોણ છો તે કહો.

**સુબોધસિંહ**—મારૂ નામ સુબોધસિંહ હું સુબોધનગરના રાજાનો પુત્ર છું.

**પ્રધાન**—વાહ, ધન્ય ભાગ્ય! બન્નેની રાશી એકજ છે. કેમ ભટજી રાશી તો એકજ કે

**બ્રાહ્મણ**—આહા બન્નેની રાશી એકજ છે. આ વખત ઘણો સારો માટે લગન કરવાં જોઇએ. (બ્રાહ્મણના મનમાં એમ હતું કે જો બીજે દીવસે લગનનું ઠરશે તો બીજા બ્રાહ્મણને રાજા સાહેબ બોલાવશે માટે ચુકવું શું કરવા.)

રાજાએ સર્વ સામગ્રી તૈયાર કરાવી, પરણાવી સુબોધનગર, સુબોધસિંહ અને સુબોધવતિને પહોચતાં કર્યાં.

---

## પ્રકરણ ૫ મું.

---

### (ગરૂડે સત્યસિંહનું લઇ જવું અને અપચ્છરાનો મેળાપ.)

હવે સત્યસિંહ રાક્ષસના પાસેથી અમરાવતિને છોડાવીને એક વડના ઝાડ નીચે વિશ્રમ લેવા બેઠા હતાં. તેવામાં સત્યસિંહને ઉંઘ આવવાથી ઉંઘી ગયા અને પાસે અમરાવતિ બેઠી હતી તેવામાં કમનસીબે વડના થડમાંથી સાપ નીકળ્યો અને સત્યસિંહને ડંખ કર્યો એટલામાં એક રાક્ષસ આવીને અમરાવતિને કહેવા લાગ્યો કે હે અ-

બાળા તું મારા સાથે ચાલ, કારણ કે આ તારા પ્રાણનાથને સર્પે ડંખ કર્યો છે માટે તને અહિંથી કોઇ ઉપાડી લઇ જઇ દુઃખી કરશે. તે તારી દયાને ખાત્તર હું તારી પાસે આવ્યો છું. ત્યારે અમરાવતિએ કહ્યું હે બાઇ હું મારા પ્રાણનાથને છોડી કદીગી હું એક ડગલું ભરીશ નહિ માટે તમે તમારા રસ્તે ચાલ્યા જાઓ.

( તે રાક્ષસ તેને ઉપાડી જાય છે. )

( પ્રિય મિત્રો આ રાક્ષસે અમરાવતીને ઉપાડી લઇ જઇ તેનું શું થયું અને શી બીના બની તે અમે બીજા ભાગમાં જણાવીશું. ) હવે સત્યસિંહ સાપના ડંખથી બેભાન થઇ ઝાડ નીચે પડયો છે તેવામાં એક ગરૂડ આવી તેને ઉપાડી આકાશ માર્ગે ઉડી ગયો. સત્યસિંહને ગરૂડના સ્પર્શથી સાપનું ઝેર ઉતરવા લાગ્યું થોડીવાર પછી તે ગરૂડ એક મહાભયંકર પર્વત ઉપર આવ્યો અને સત્યસિંહને જીવતો જોઇને પહાડપર મૂકી ઉડી ગયો. હવે પહાડ ઉપર સત્યસિંહ એકલો રહ્યો ત્યાંથી આગળ ચાલતાં એક વિશાળ બંગલો જોવામાં આવ્યો. હવે સત્યસિંહે તે બંગલામ પ્રવેશ કરવા માંડયું તો તેને એક સ્ત્રી નજરે પડી તે જોઇ સત્યસિંહે કહ્યું હા, હા, આ સ્ત્રીની શી મુખમુદ્રા અને ઇંદ્રના પરની અપચ્છરાના જેવું સ્વરૂપ. આ સ્ત્રી જે પુરૂષને મળે તેનુ કેવું સદ્‌ભાગ્ય (એમ કહી તે સ્ત્રી પાસે ગયો,) હવે તે સ્ત્રીએ તેમને આવકાર દઇ આસન આપી બેસાડયા અને કપટ રચી સત્યસિંહના પગે તે સ્ત્રીએ એક દોરો બાંધ્યો કે જેથી સત્યસિંહ પોપટ બની ગયો અને તે સ્ત્રીએ તે પોપટને પાંજરામાં પુરી એક અંધારી ઓરડી કે જેમાં બીજા પોપટના પાંજરા હતા તેમાં મૂકવામાં આવ્યો. હવે આપણો સત્યસિંહ બરોબર સપડાયો હવે છુટવાનો એકબી ઇલાજ રહ્યો નહિ. ઇશ્વર કૃપાએ એક દીવસના સમાયોગે તે સ્ત્રી બહાર ફરવા ગઇ હતી તે વખતે એક ચાકરે પોપટના પાંજરા આગળ આવી સર્વે પોપટને ખાવા આપવા લાગ્યો. પણ ઇશ્વરઇચ્છાએ સત્યસિંહનું પાંજરૂં ઉઘાડું રહેવાથી લાગ જોઇ સત્યસિંહ ઉડી ગયો. તેવામાં કમનસીબે તે સ્ત્રીના જોવામાં આવવાથી તેની પછવાડે સમળી થઇને ઉડવા લાગી. આ જોઇ સત્યસિંહ ગભરાવા લાગ્યો અને એક ઝાડીમાં સંતાઇ રહ્યો ત્યાં પણ તે સમળી આવી. ત્યારે સત્યસિંહ એક ઝાડપર બેઠો હતો, તેવામાં તે સમળીના આવવાથી ઉડવા ગયો કે તરતજ બાંધેલો દોરો ઝાડને ભરાઇ રહેવાથી

સુધી રહ્યો અને પહેલા જેવી સ્થીતીમાં હતો તેવી રીતે રહ્યો હવે સમળીએ સત્યસિંહને પુરૂષના રૂપે જોઇ તે સમળીએ સ્ત્રીરૂપ ધારણ કર્યું અને સત્યસિંહ સાથે લડાઇ કરવી શરૂ કરી. સત્યસિંહ તેની સાથે ઘણો લઢયો પણ કમનસિબથી તે સ્ત્રીને જે જે બાણુ મારતો હતો તે બાણુ તે સ્ત્રીને લાગવાથી રૂધીરના જેટલા છાંટા પડતા તેટલી સ્ત્રીઓ થતી તેથી સત્યસિંહ ગભરાઇ અગનાસ્ત્ર બાણુ મુક્યું તોપણુ તે સ્ત્રીઓને કંઇ થયું નહિ, અને બળતી અગ્નિ ઉપર ઉભી રહી સત્યસિંહની સામે બાણુ ફેંકવા લાગી. સત્યસિંહને ઘણા ઘા લાગ્યા પણ હિંમત નહિ હારતા બાણુ ફેંકવા જારી રાખ્યાં તેવામાં ઇશ્વર કૃપાએ જે બાણુ તે સ્ત્રીઓને લાગતા તેના રૂધીરના છાંટા અગ્નિ ઉપર પડી બળી જતા જેથી નવી સ્ત્રીઓ પ્રાપ્ત થતી બંધ પડી થોડીવાર પછી તે સ્ત્રીઓમાંથી ફકત એકજ રહી કે તરતજ તે સ્ત્રી સત્યસિંહને પાસે આવી ઘુંટણે પડીને માફી માગી અને તેની સાથે લગ્ન કરવા તૈયાર થઇ.

**સત્યસિંહ**—હે સ્ત્રી તમે કોણુ છો તે મને કહો ?

**સ્ત્રી**—હું ઇંદ્રના ઘરની અપચ્છરામાંથી એક અપચ્છરા છું.

**સત્ય**—ત્યારે તમો તેઓનાથી છુટાં કેમ પડયાં ?

**સ્ત્રી**—મને તે અપચ્છરાઓનો શ્રાપ લાગવાથી.

**સત્ય**—શા માટે ?

**સ્ત્રી**—એક દીવસના સમાયોગે હમો સરોવરમાં ન્હાવા જતાં હતાં. ને સમયે એક મનુષ્ય જાત હમારી નજરે પડવાથી બધી અપચ્છરાઓ વૈમાનમાં બેસી આકાશ માર્ગે જતી રહી હું તે સરોવરની અંદર નગ્ન ન્હાતિ હતી તેથી રહી ગઇ. થોડીવાર પછી કપડાં પહેરી સરોવરની તીરે ઉભી રહી, ત્યારે તે પુરૂષ મારી સાથે વાત કરવા લાગ્યો. તે સમયે મારી સખીયો અંતરીક્ષથી જોતી હતી. થોડીવાર પછી તે પુરૂષ ચાલતો થયો ત્યારે મારી સખીયોએ મારી પાસે આવીને મને તુચ્છકાર કરી કહ્યું કે અરે નીચ તું મનુષ્ય જાત સાથે વાત કરતી હતી. તું હમારા પાસે રહેવા યોગ્ય નથી માટે તું અહીંથી ચાલીજા. તેથી હું આ પહાડ ઉપર આવી રહી છું તેવામાં મારા સદ્ ભાગ્યથી આપનો મેળાપ થયો તેથી મને

અત્યાનંદ થયો છે. માટે હે પ્રાણનાથ આપ જમી ત્યો રસોઈ તૈયાર છે.

**સત્ય**—ઉપર અંધારી ઓરડીમાં જે પોપટ દુઃખી થાય છે તેને છોડી મુક.

**સ્ત્રી**—(ચાકરને) સઘળા પોપટોને મનુષ્યરૂપ કરી છોડી મુકો.

થોડીવાર પછી સત્યસિંહ જમી પહાડ ઉપર ફરવા નીકળ્યો પણ કમનશીબને લીધે ભુલા પડવાથી એક મહા ભયંકર અરણ્યમાં આવી ચડયા. કે જ્યાં વરૂ, સિંહ, સાપ, વાઘ અને બીજા પ્રાણીયોએ પોતાના ભયંકર શબ્દોથી આખું વન ગજાવી મુકયું હતું. તેનાથી સત્યસિંહે ન ડરતાં ચાલવું જારી રાખ્યું આગળ ચાલતાં એક ઠગ લોકોના ગામમાં પહોચ્યો. (ઉપર કહેલી સ્ત્રી કે જે અપ્સરાનું વર્ણન આ ચોપડીના બીજા ભાગમાં જણાવીશું.)



## પ્રકરણ ૬ ઠું.

### ( કપુરચંદ અને જમાદાર ).

**કપુરચંદ**—(મનમાં) અને સાલુ આજે તો નામુ કરી કરીને થાકયો પણ સાલી એક પઇની ભુલ આવે છે તે કયાં વપરાણી હશે. આજે છ વાગે બત્તી કરી બેઠો હતો તે સાલુ બાર ઉપર ત્રણ વાગ્યા તો પણ પૈ જડી નહિ. વારૂ, છોરાની માને બોલાવું તેણે શાંઇ વાપરી હશે. હે ધરમચંદની મા, અહી સાંજરૂ હોભરે છે કે.

**શેઠાણી**—હુ છે ધરમચંદના બાપા.

**કપુરચંદ**—આજે એક પાઇની ભુલ આવે છે તે ગણી ગણીને થાકયો પણ પત્તો લાગતો નથી.

**શેઠાણી**—તે તો આજે હું રોટલીમાં ખાવા પૈઇનું ઘી લાવી હતી. તે પાઇના માટે તમોએ ચાર આનાનું દીવેલ બાળ્યું વાહ તમારા જેવા કંજુસ વાણીયા તો જવલેજ માલુમ પડે.

કપુરચંદ—પણ શેઠ જાણે છે કે આજે પૈસ ગઈ તો કાલે પેલા હેમચંદની માફક દશ હજારની નોટો જાય.

શેઠાણી—વારૂ વારૂ તે કેમ થયું તે કહો તો ખરા.

કપુરચંદ—તે હેમચંદે એક નોકર રાખ્યો હતો, તે એવો લુચ્ચો હતો કે દશ હજારની નોટો અંધેર કારખાનું દેખી લઇ ચાલતો થયો નહિ તો મારી માફક હેમચંદે મુળથી પાઇનો હસાબ રાખ્યો હોત તો તે નોકર જાણે કે અહીં આપણું ચાલશે નહિ. પણ હેમચંદ તો કોઇ દીવસ નામુ કરતોજ નહિં. અને કરતો તો વખતે કંઇ ભુલ ચુક આવે તો તેનો કંઇ હીસાબજ નહિ તેથી મારો બેટો, નોકર જાણી ગયો અને લાગ જોઇ આંખમાં ધુળ નાંખી હેંડતો થયો. કહેવત છે કે " સંભાળી નીતે નામુ લખે અને ઉટ ચઢીને ફુંધે " માટે આજે પાઇ ગઇ તો કાલે હેમચંદની માફક થાય.

શેઠાણી—પણ તમો કંજુસાઇ કરો છો તેથી બમણું ખુવો છો માટે તેની રીત મુકીદો (એટલામાં).

જમાદાર—હે બનીઆ તુમ ઇતની તક કયા કરતા હેં.

શેઠ—જમાદાર સાહેબ હું તો નામુ લખતો હતો તે એક પાઇની ભૂલ આવવાથી આટલી વખત થઇ તે માફ કરો.

જમાદાર—માપ કાહેકા, તુમ કુચ્છ કપડા હો કે હમસે માપ કરેગા, ગલા તુમેરા માપ કોર્ટમેં હોગા.

શેઠ—સાહેબ આ દશ રૂપિઆ લો પણ મને જવા દો.

જમાદાર—હમ તો ૧૦૦ રૂપીઆ લેગા તબ છોડેગા નહિ તબ તુમેરેકો કોર્ટમે લે જાયગા, ઓર એસા બોલેગા કે ઇસ બનીયાને ચોરી કીયા ઉસકો પકડ લાયા હું.

શેઠ—સાહેબ માફ કરો હું તમારો કરેલો ઉપકાર ભૂલીશ નહિ આ ૧૦૦ રૂપીઆ લ્યો પણ જવા દો. ( જમાદાર લે છે.)

( કેશ નંબર ૬. )

ન્યાયાધિશ—કેમ કપુરચંદ તમારી શી અરજી છે, કપૂરચંદ કહે કે ગઇ કાલે રાતના ત્રણ વાગ્યા સુધી નામું કરતોતો તે

વખતે ૨૪૦ મા નંબરના સિપાઇએ પકડી મને ધમકી આપી મારી પાસેથી લાંચના ૧૦૦ રૂપીઆ લીધાં.

**ન્યાયાધિશ**—કેમ રાતના ત્રણ વાગ્યા સુધી એટલું શું નામું કરતા હતા ?

**કપુરચંદ**—સાબ એક પૈઇની ભૂલ આવી હતી તે હું ગણી ગણીને થાકયો પણ તેનો ચાંઇ પતો લાગ્યો નહિ. છેવટ મેં મારા ધરમચંદની માને બોલાવીને પૂછયું. ત્યારે તેણીએ કહ્યું કે આજે રોટલીમાં ખાવા હું એક પાઇનું ઘી લાવી હતી. આ હિસાબ મળ્યો. એટલે જમાદાર સાહેબે આવી ધમકી આપી ને ૧૦૦ રૂપીઆ લીધા.

**ન્યાયા૦**—(હસીને) [અરે કંજુસ વાણીયા તે વાણીયા] સીપાઇ.

**સીપાઇ**—હાજર.

**ન્યાયા૦**—યુ કોલ ધી પોલીસ મેન નંબર ટુ હન્ડ્રેડ એન્ડ ફોર્ટી.

**સીપાઇ**—યસ, સર, (જમાદાર સાબ આવેછે.)

**ન્યાયા૦**—વાય હેવ યુ ટેકન વન હન્ડ્રેડ રૂપીઝ ફ્રૉમ કપુરચંદ.

**જમાદાર**—નો સર, આઇ હેવ નોટ ટેકન.

**ન્યાયા૦**—વૉટ, ડુ યુ ટેલ એ લાઇ?

**જમાદાર**—વીચ કપુરચંદ.

**ન્યાયા૦**—ડીઅર કપુરચંદ.

**જમાદાર**—(મુંઝાને.) યસ સર આઇ હેવ ટેકન.

**ન્યાયા૦**—આઇ ડીસમીસ યુ. (જમાદાર જાય છે) અને

(બારીસ્ટરને લેઇને આવે છે.)

બારીસ્ટર ન્યાયાધિસ પાસે આવીને જમાદાર વીશે વાતચીત.

**ન્યાયા૦**—વાય હેવ યુ કમ ફોર.

**બારીસ્ટર**—આઇ કમ ટુ પ્લીડ ધી કૉઝ ઑફ જમાદાર.

**ન્યાયા૦**—જમાદાર હેઝ ટેકન બ્રાઇબ ઑફ હનડ્રેડ રૂપીઝ હી કેન નોટ બી એડમીટેડ

બારીસ્ટર—ધેન યુ હેવ ડીપરાઇવ્ડ હીમ ઓફ મીનસ ઓફ સસપેન્સ.

ન્યાયા૦—વન રોગ્ઝ ગુડ બી સેટ એકઝામપલ ટુ.

બારીસ્ટર—બટ ઈન ધીસ વે—ધી ફેલો વીલ ડુ વીકેડ એકસન.

ન્યાયા૦—ઈટ ઇઝ એ પઝલ.

બારીસ્ટર—આઇ શેલ સજેસ્ટ યુ સમ ઓલટરનેટીવ, વીચ યુ એકસેપ્ટેડ.

ન્યાયા૦—ઈટ મસ્ટ બી ઇન એકોરડન્સ ઉવીથ ધી લૉ.

અપૂર્ણ.

---

## પ્રકરણ ૭ મું.

---

### ( ઠગના ગામમાં સત્યસિંહનું જઇ પહોંચવું )
### અને
### 'કમળપુરની ગાદી મળવી.'

સત્યસિંહ આગળ ચાલતા ઠગ લોકોના ગામમાં આવી પહોંચ્યો. ત્યાં સૌ ઠગ લોકો તેમને માન આપી બોલાવા લાગ્યા ત્યારે સત્યસિંહે વિચાર્યું આ કોઇ ઠગ લોકોનું ગામ હોય તેમ લાગેછે, તેમ વિચાર કરે છે, એવામાં એક માણસે આવીને કહ્યું કે ભલા માણસ તમો અમારી છોકરીને પરણી પાછા તેડવા માટે આવ્યા નહિ તે શું તમારી લાયકી છે ?

સત્યસિંહ—હે ભાઇ હજી સુધી હું પરણ્યો નથી. વળી તમે આ બધું કહો છો તે ખરૂં ભાસતું નથી.

ઠગ—તમો જ્યારે નાના હતા ત્યારે તમારા બાપે પરણાવ્યા તે તમને ક્યાંથી ખબર હોય.

સત્યસિંહ—ચાલો તમારી જેવી મરજી ( તે જાય છે )

પછી તે ઠગે સત્યસિંહને પોતાની પુત્રી પાસે મોકલ્યા કે જે છોકરી મુસાફરોને મારી ધન માલ લૂટી લેતી હતી. સત્યસિંહ તે ઓરડામાં દાખલ થતાંજ તે છોકરીએ તેમને માન દઇને

બોલાવા લાગી અને તેમના પાસે આવી ઘુટણીએ પડી ને કહેવા લાગી કે પ્રાણનાથ તમે મને મુકી ચાલતા થવા. હજુ સુધી મારી સંભાળ લીધી નહિ તે શું આપને પસંદ પડી નહિ? અમારા જેવી તમને ઘણીજ સ્ત્રીઓ હશે અને આ એક ગરીબ અબળાનો અંગીકાર કરશો.

**સત્યસિંહ**—કંઇ નહિ પ્રીયા હું મારા દેહથી તને અધીક માનું છું માટે તે વાતનો શોક નહિ કરતાં આપણું મન ખુશી થાય તેમ ચાહું છું.

**સ્ત્રી**—હે પ્રાણનાથ રસોઇ તૈયાર છે માટે આ એક ગરીબ અબળાના હાથની રસોઈ જમશો.

**સત્ય**—(આ કંઇ કપટ હોય તેમ ભાસે છે) હે પ્રીયા જમવાનું તૈયાર કરો (જમવા બેસે) છે હે પ્રીયા મારો નીયમ એવો છે કે જયારે મારી સ્ત્રી મારી પાસે જમવા બેસે તોજ મારે જમવું માટે તમોએ જે ભોજન પીરસ્યું તેમાંથી તમો અડધુ લેઇને મારી સાથે જમવા બેસો.

સ્ત્રી—(ગભરાઇ) હે પ્રાણનાથ આપ જમીલ્યો ત્યાર પછી હું જમીશ.

**સત્ય**—તમે નહિ જમશો તો હું ગમે તેમ થાય તો પણ જમનાર નથી. કારણ કે મારો નીયમ તોડવા માગતો નથી. ત્યારે તે સ્ત્રીએ મનમાં વીચાર કરીને કહ્યું. ઓ પ્રાણનાથ આ રસોઇ કંઇ સારી નથી માટે બીજી તૈયાર છે તે લાવું ત્યાર પછી આપણે બંને સાથે જમીએ (કારણ કે સત્યસિંહને મારી નાંખવા સારૂ રસોઇમાં ઝેર નાખ્યું હતું).

**સત્ય**—જો પ્રીયા તારી એવીજ મરજી હોય તો તેમ કરો પણ મારી સાથે જમવું પડશે.

તરતજ તે સ્ત્રી બીજી રસોઇ લાવી બંન્ને જણાં જમવા બેઠાં જમી ઉઠી સત્યસિંહ એક આસન ઉપર બેઠો હવે તે સ્ત્રીએ પોતાના મનમાં બીચાર કર્યો કે આ કોઇ અક્કલવાન પુરૂષ હોય તેમ લાગે છે તેથી આ પુરૂષ આગળ મારા બધા ઉપાય ફોકટ જશે માટે આના પાસે માફી માગી તેના સાથે પરણું તો મારૂં કેવું સદ્‌ભાગ્ય તેમ

વીચાર કરી સત્યસિંહ પાસે આવીને સ્ત્રી કહે છે હે પ્રાણનાથ હું એક ઠગની છોકરી છું આપને મારે મારી નાંખવાનો વીચાર હતો પણ આપ મને પસંદ પડવાથી આપની હું દાસી થઇ રહી છું માટે મારા ગુના માફ કરી મારો અંગીકાર કરશો.

**સત્ય**—હે પ્રીયા જો તારી મરજી તેમ છે તો હું કબુલ છું માટે આપણે અહીંથી જવું જોઇએ નહિ તો તારો બાપ જાણશે તો આપણને પાછું વિધન કરશે. આવો વિચાર કરી બંન્ને જણ સાંઢ ઉપર બેસી નાસી ગયાં પણ કમનશીબથી તે ઠગની છોકરી સાંઢ ઉપરથી પડી ગઈ તેને લેવા માટે આપણા સત્યસિંહે સાઢ ઉભી રાખી પણ તે સાંઢ એવી હતી કે સાતસો માઇલ જાય ત્યારે ઉભી રહે માટે કરેલી મહેનત નીષ્ફળ ગઇ આગળ ચાલતે તે સાંઢ કમલપુરના દરવાજે આવીને ઉભી રહી પણ રાત પડી જવાથી તે શહેરના દરવાજા બંધ થયા હતા તેથી સત્યસિંહે તે દરવાજા પાસે વિશ્રામ લીધો મધરાતનો સમય થયો ત્યારે ત્યાં એક જોગણી આવી અને સત્યસિંહને જોવી મારવા જાય છે તેવીજ સત્યસિંહે પોતાની તરવારથી મસ્તક કાપી નાખ્યું. ચાર વાગે દરવાજા ઉઘડયા ત્યારે સત્યસિંહ અંદર દાખલ થાય છે. તેવામાંજ સિપાઇઓએ તેમને પકડી પ્રધાન પાસે લઇ ગયા ત્યારે પ્રધાને કહ્યું હે વીરપુરૂષ આપ હવે હમારા રાજા થયા કારણ કે આ રાજ્યના રાજા કમળસિંહ મરણ પામ્યા તેથી હમોએ એવો નિયમ લીધો કે આજે જે પહેલા દરવાજામાં દાખલ થાય તેને ગાદી આપવી માટે હમારા સદ્‌ભાગ્યથી આપ રાજ્ય લાયક મલ્યા, પણ આપનું ગામ નામ શું તે કહો.

**સત્ય**—હું સુબોધનગરના રાજા મગનસિંહનો પુત્ર સત્યસિંહ.

**પ્રધાન**—વાહ, તમો સુબોધસિંહના ભાઇ.

**સત્ય**—હા, તે કયાં છે ?

**પ્રધાન**—તે સુબોધસિંહ આ રાજાની કુંવરી સુબોધવતિને પરણી તેમના વતને ગયા છે.

હવે પ્રધાને સભા ભરી સત્યસિંહને રાજ્યાભિષેક કર્યો. (ઠગની છોકરીનું શું થયું તે બીજા ભાગમાં વર્ણન કરીશું).

---

# પ્રકરણ ૮ મું.

## [ સુબોધસિંહે સત્યસિંહની કરેલી તપાસ, ] અમરસિંહનું મળવું. ચંદ્રપ્રભાના મહેલમાં દાખલ થવું. અને સત્યસિંહનો મેળાપ.

હવે સુબોધસિંહ પોતાના વતને આવ્યા તો સત્યસિંહ ન મળવાથી તેમની તપાસ કરવા લાગ્યા. પોતાના ઘોડા સહીત એક મહા ભયંકર અરણ્યમાં આવી ચડ્યા ત્યાં વરૂ, વાઘ, વગેરે જુદા જુદા પ્રકારના જનાવરોએ આખું વન ગજાવી મુક્યું હતું. આ વખતે રાતના બાર વાગ્યા હતા. તેવામાં સુબોધસિંહ એક વડના ઝાડ નીચે પોતાના ઘોડાને બાંધી બેઠા છે તેવામાં એક નવાઇ જેવો બનાવ બન્યો કે તે વડ ઉપર મેનાં પોપટ બેઠાં હતાં તેવામાં પોપટે કહ્યું. હે મેનાં આજથી ત્રીજે દીવસે કમલપુરની ગાદી ઉપર નવો રાજા થશે તે દીવસ આપણને મજા પડશે.

**મેનાં**—તે ગાદી ઉપર કોણ રાજા થશે.

**પોપટ**—સુબોધનગરના રાજા મગનસિંહનો પુત્ર સત્યસિંહ રાજા થશે.

હવે સુબોધસિંહે વીચાર્યું કે તે તો મારો ભાઇજ માટે સવાર થતાં કમલપુર તરફ રસ્તો લેવો જોઇએ. એવો વિચાર કરે છે એટલામાં એક મહા વીકાળ સિંહ આવ્યો તેને જોઇ આપણા બહાદુરે કહ્યુ કે હે વન રાજા તમો મારા પાસે આવ્યા તે હું જાણું છું માટે જો મારા પ્રાણ લેવાથી તમારા જીવને સતોષ થાય તો ભલે તમારૂં કામ કરી લ્યો. ત્યારે સિંહે કહ્યું હે વીરપુરૂષ હું તમારૂં પારખું જોવા માટે આવ્યો હતો કે સુબોધસિંહ પરદુઃખ ભજન છે કે નહિ. બીજાને સંતોષ કરી પોતે દુઃખી થાય માટે હે બહાદુર હું જાણું છું કે તમો પરદુઃખ ભંજન સુબોધસિંહ છો માટે હું આ વનમાં ઘણાં વરસથી ભટકું છું હમણાં એક મહા વિકાળ રાક્ષસ આવી મને હેરાન કરે છે માટે તે દુઃખમાંથી મને બચાવો. સુબોધસિંહ—હે વન રાજા તે રાક્ષસ ક્યાં રહે છે તે મને બતાવો તો હું તમારો ઉપકાર માનીશ.

**સીંહ**—તે રાક્ષસ મહા જોરાવર છે તે તમારાથી મારી શકાશે; ?

**સુબોધસિંહ**—અરે વન રાજા તે વાતમાં તમો નચીંત રહો.ભલે મારો જીવ જાય પણ તે રાક્ષસને મારી આપને કષ્ટમાંથી છોડાવ્યા વીના નહિ રહું. જે પુરૂષ પોતાનો સ્વાર્થ કરી બીજાને દુઃખમાં નાંખે છે તેવા પુરૂષો આ દુનીયામાં ઘણા છે પણ પોતાનો સ્વાર્થ બગાડી જે પુરૂષ બીજાનો સ્વાર્થ સુધારે તેવા પુરૂષ આ ભારત ભુમીમાં થોડાજ છે, માટે આખરે સત્યનો બેલી શ્રી રામ છે. માટે નચીંન્ત રહો.

## (રાક્ષસને મારવા જાય છે.)

આગળ ચાલતાં એક વાવ આગળ સિંહ અને સુબોધસિંહ આવી પહોચ્યા ત્યારે સીંહે કહ્યું ' હે બહાદુર આ વાવની અંદર રાક્ષસ રહે છે. માટે તેની અંદર આપણે પડવું જોઇએ. તે માટે તૈયારી કરો. આ સાંભળી તેઓ બન્ને વાવની અંદર પડયા થોડીવાર પછી સુબોધસિંહે આંખો ઉઘાડી જોયું કે તેમને નજરે એક મહા ભયંકર વન નજરે પડયું કે જ્યાં ઝાડીઓ, પહાડો આવી રહેલાં હતાં અને તે સિંહ પણ નજરે જોવામાં આવ્યો નહિ. ત્યારે સુબોધસિંહે વિચાર કર્યો કે આ તે શું થયું પણ કંઇ ફીકર નહિ, એમ કહી પોતાના ઘોડાને ઝડપી ચાલે આગળ ચલાવ્યો તો એક ગામમાં જઇ પેહોંચ્યા તે ગામમાં જઇને પૂછયું કે આ ગામનું નામ શું અને અહિયાં કયો રાજા રાજ્ય કરે છે. ત્યારે એક માણસે કહ્યું ભાઇ આ ગામનું નામ કમળપૂર અને આજ સવારે નવા રાજા થયા છે જેનું નામ સત્યસિંહ છે. હવે સુબોધસિંહે વિચાર્યું પરમેશ્વરે સારા વાના કર્યા છે, એટલામાં એક ઘોડેસ્વાર સામો મળ્યો તેને અને સુબોધસિંહને વાતચીત થઇ અને ઓળખાણ થઇ ( તે ઘોડેશ્વાર અમરપૂરનો રાજા અમરસિંહ હતો અને અમરાવતીનો ભાઇ હતો. )

**અમરસિંહ**—હે સુબોધસિંહ આ રાજાની કુંવરી કે જેનું નામ ચંદ્રપ્રભા છે તેની સાથે મારૂ સગપણ કરાવી આપો તો હું તમારો જન્મસુધી આભાર માનીશ.

**સુબોધસિંહ**—હે ભાઇ આ ગામમાં આજે રાજા થયા છે. તે મારા ભાઇ સત્યસિંહ છે અને ચંદ્રપ્રભાની બેન સુબોધવતી સાથે હું પરણ્યો છું માટે તે કામમાં કંઇ હરકત પડે તેમ નથી. માટે ચાલો આપણે તેના મહેલ તરફ જઇએ ( ચંદ્રપ્રભાના મહેલ તરફ જાય છે. )

( ચંદ્રપ્રભા પોતાના બનેવીને ઓળખે છે ) ત્યારે એકદમ અત્યાનંદ પામી કહે છે હે સુબોધસિંહ, મારા બાપ કમળસિંહ આજથી ૧૦ દીવસ ઉપર સ્વર્ગવાસ થયા છે અને આ ગાદી ઉપર સત્યસિંહ નામના નવા રાજા થયા છે.

**સુબોધસિંહ**—તે તો મારા ભાઇ સત્યસિંહ છે.

**ચંદ્રપ્રભા**—હે સુબોધસિંહ મેં એવો નીયમ લીધો છે કે મારા પ્રશ્નનો જવાબ લાવે તેને પરણવાનો મેં નિયમ લીધો છે પણ હજી સુધી એવો કોઇ વિર પુરૂષ મળ્યો નહિ માટે તમે મારા પ્રશ્નનો જવાબ લાવી મારો અંગીકાર કરશો.

**સુબોધસિંહ**—હે ચંદ્રપ્રભા તમારા પ્રશ્નનો જવાબ લાવવા હું તૈયાર છું પણ મારૂં એક વચન કબુલ રાખવું પડશે કે આ મારા મિત્ર અમરપૂરના રાજા અમરસિંહ સાથે પરણવું પડશે.

**ચંદ્રપ્રભા**—હેં, આ શું અમરસિંહ તેમનેજ હું ચાહતી હતી. મારા સદ્ભાગ્યથી પરમેશ્વરે મને મેળવી આપી, પણ મારા પ્રશ્નનો જવાબ લાવશે.

**સુબોધસિંહ**—કે હું તમારા પ્રશ્નનો જવાબ લાવવા તૈયાર છું પણ હું જ્યાં સુધી આવું ત્યાં સુધી આ અમરસિંહને તમારી પાસે રાખી તેમની બરદાસ રાખવી અને હું તમારા પ્રશ્નનો જવાબ લાવીશ તો તમારે તેમને પરણવું પડશે અને તમારા પ્રશ્ન શું છે તે મને કહો. હું લાવવા માટે તૈયાર છું.

**ચંદ્રપ્રભા**—(પ્રશ્ન કહે છે) ૧. આ દુનીયામાં માણસથી પણ ઉત્તમ ચીજ શું છે ?

૨ જું. તે ચીજ ક્યાં રહે છે ?

૩ જું. તે ચીજ શું ખાય છે ?

૪ થું. તે ચીજ શું કામ કરે છે ?

૫ મું. હું પુર્વ જન્મમાં કોણ હતી તેનો જવાબ લાવો ?

૬ ઠું. હરરોજ રાતના આ ગામની નજદીક અવાજ થાય છે કે મને કોઇ બચાવો તે શું હશે તેનો જવાબ લાવો ?

૭ મું. મારા પુર્વે જન્મમાં હું કોણુ સાથે પરણી હતી તેને મારી પાસે લાવો.

૮ મું. હું દરરોજ બારીમાં દાતણ કરવા બેસુછું ત્યારે એક પોપટ એક સારૂં ફળ લાવે છે તે ફળ હું કાપીને ખાવા જાઉછું કે તરતજ તેમાંથી એક માણસના આકાર જેવું જનાવર નીકળે છે તે મારા સામુ હસી મને તુચ્છકાર કરી ઉડી જાય છે તેનો જવાબ લાવો.

૯ મું સાત સમુદ્રનું પાણી લાવો.

**સુબોધસિંહ**—હું આજથી ત્રણ વર્ષે આ તમારા પ્રશ્નનો જવાબ લાવીશ ત્યાં સુધી આ અમરસિંહની બરદાસ રાખજો.

ત્યાંથી રજા લેઇ સુબોધસિંહ પોતાના ભાઇ સત્યસિંહ પાસે જાય છે. સત્યસિંહ પોતાના મોટા ભાઇને ઓળખતાંજ બન્ને ભેટી પડે છે અને પોતાને વીતેલું દુઃખ અથથી તે ઇતિ સુધી કહે છે.



## પ્રકરણ ૯ મું.

સુબોધસિંહ પોતાના ભાઇને ભેગો થઇ ચંદ્રપ્રભાના પ્રશ્નના જવાબ લેવા જાય છે. (આ પ્રશ્નના જવાબ બીજા ભાગમાં લખીશું.)

પ્રીય વાંચકો આ બુક આપને વાંચવાથી જણાશે કે આવી જુજ કીંમતમાં આવું કામ હમોએ સાહસ કર્યું છે. પણ પ્રીય વાંચકો આ પુસ્તક ઉપરથી જ્ઞાન લેઇ તેવી રીતે વર્તે તેવો હમારો અભીપ્રાય છે.



# અગાઉથી ગ્રાહક થનારનાં નામ.

| નામ. | પ્રત. | નામ. | પ્રત. |
|---|---|---|---|
| **મુંબાઇ.** | | | |
| શેઠ માણેકચંદ હીરાચંદ | ૧૦ | શેઠ નવલચંદ હીરાચંદ | ૧૦ |
| શેઠ તુલશીદાસ ત્રીભોવનદાસ | ૧૦ | પંચોલી નરોતમ ગીરધર | ૧૦ |
| શેઠ ચુનીલાલ જવેરચંદ | ૫ | શેઠ લક્ષમીચંદ ટેકચંદ | ૫ |
| જાંની ભાઇશંકર જેઠારામ | ૫ | જાંની ત્રીભોવન નાથુરામ | ૫ |
| ,, દેવદત દોલતરામ | ૫ | ,, હરીશંકર તુલજારામ | ૫ |
| ,, લલ્લુ જેઠારામ | ૫ | ,, હરગોવિંદ ભાઇશંકર | ૫ |
| રાવળ મયારામ તુલજારામ | ૫ | રાવળ મોતીરામ તુલજારામ | ૫ |
| ,, મોહનલાલ તુલજારામ | ૫ | ,, ગૌવરીશંકર જેઠારામ | ૫ |
| પંચોળી મોહનલાલ ગીરધર | ૫ | જાંની રતનેશ્વર રેવાશંકર | ૫ |
| સુતાર પોપટ રવજી | ૫ | શેઠ ઠાકોરદાસ ભગવાનદાસ | ૩ |
| એ. બી. એન્ડ કુ. જવેરી | ૨ | શા. હિરાલાલ ન્યાલચંદ | ૨ |
| શા મોતીલાલ | ૨ | ત્રવાડી પ્રેલાદ દેવશંકર | ૨ |
| અમન ખોદાદ ઇરાની. | ૨ | વાલજી વસનજી | ૨ |
| વ્યાસ હરીશંકર ગણુપત | ૨ | ઠાકર મોતીલાલ રણુછોડ | ૨ |
| જોશી. પરશોત્તમ દેવશંકર | ૧ | ભટ હરીશંકર લલ્લુ | ૧ |
| દવે નરોત્તમ અમથારામ | ૧ | ઓંકાર લીલાધર દવે | ૧ |
| દવે નરસિંહ મોહનલાલ | ૧ | વગેઇવાલા બંદેરામ | ૧ |
| ,, મણીશંકર રાજારામ | ૧ | ઉપાધ્યા પોપટલાલ જેઠાલાલ | ૧ |
| સુકલ પ્રભાશંકર ગોવીંદરામ | ૧ | પંડયા અમથાલાલ ગંગારામ | ૧ |
| પંડયા જગજીવન જેઠારામ | ૧ | ,, પ્રેમાનંદ ખુશાલ | ૧ |
| વ્યાસ મહીધાર કામેશ્વર | ૧ | સુકલ સોમેશ્વર મોરલીધર | ૧ |
| ભટ બાપા પુરશોતમ | ૧ | નારાયણુ વલ્લભદાસ | ૧ |
| ,, કાશીરામ પરશોતમ | ૧ | શા કુમરસેન શર્મા | ૧ |
| શા ભગવતલાલ ત્રીભોવનદાસ | ૧ | માસ્તર વરજીવનદાસ | ૧ |
| પરી લલ્લુભા પ્રેમાનંદ | ૧ | સુરજમલ લલ્લુભાઇ | ૧ |
| શા માણેકચંદ લાભચંદ | ૧ | શા ચુનીલાલ હેમચંદ | ૧ |

| | | | |
|---|---|---|---|
| ,, ચંદુભાઈ ફુલચંદ | ૧ | પુરોહીત રૂપજી હાલજી | ૧ |
| ખતરી કાનજી જુઠા | ૧ | ચોકશી લલ્લુભાઈ | ૧ |
| શા. છગનલાલ મગનલાલ | ૧ | શા. કીકાભાઈ કરસનદાસ | ૧ |
| ,, ઠાકરજી ખીમજી | ૧ | ભાઈલાલ છોટાલાલ | ૧ |
| ,, તારાચંદ | ૧ | શા ભગવાનદાસ ચત્રુભજ | ૧ |
| ,, ડાહ્યાભાઈ | ૧ | રાવળ જટાશંકર | ૧ |
| નગીનદાસ જવેરચંદ | ૧ | છોટુભાઇ જેકીસનદાસ | ૧ |
| રસીકરાય જેકીસનદાસ | ૧ | ગીરધર ખુશાલ | ૧ |
| ભોગીલાલ ગીરધર | ૧ | હરગોવિંદ પરશોતમ | ૧ |
| હરકીસનદાસ કારપેન્ટર | ૧ | ચોકશી મગનલાલ શંકરલાલ | ૧ |
| ભટ હરીશંકર ગંગારામ | ૧ | | |

## વિનંતી.

બાકીના ગ્રાહકોનાં નામ પાછળ આવવાથી છપાવી શકાયાં નથી માટે આ પુસ્તકના બીજા ભાગમાં છપાવવામાં આવશે.



# જાહેર ખબર

હમો સારી શોભીતિ છબીઓ પાડી શકીએ છીએ અને છબી પાડવાની ઘણીજ જુજ કીંમત રાખી છે.

## ભાવ.

પુરૂષની છબીનો રૂ. ૧) સ્ત્રીની છબીનો રૂ. ૦ાા, છોકરાની છબીનો રૂ. ૦ાા માટે વહેલા તે પહેલા. દરેક છબીની બે નકલો આપીએ છીએ.

લી.

જાના ચુનીલાલ હરગોવિંદ ફોટોગ્રાફી.

(ઈડર બડોલી.)

# જાહેર ખબર

## સુબોધ દર્શક

### ભાગ ૧ લો.

આ નામનુ પુસ્તક થોડા વખતમાં છપાઇ બહાર પડશે. આ પુસ્તકની કીંમત ચાર આના રાખવામાં આવી છે માટે વહેલા તે પહેલા ( સુબોધસિંહ અને સત્યસિંહ. ભાગ ૨ ) આ પાંચ પુસ્તક ખરીદનારને સુબોધ દર્શક મફત આપવામાં આવશે.

કર્તા

જાની ચુનીલાલ હરગોવિંદ.

ચોકશી ઝવેરલાલ શંકરલાલ.,,

૨

# જાહેર ખબર.

છપાય છે　　　　　　　　　　　　　　　　　　　　છપાય છે

## ( સુબોધસિંહ અને સત્યસિંહ. )

### ભાગ ૨ જો.

આ નામનુ પુસ્તક થોડા વખતમાં છપાઇ બહાર પડશે માટે ગ્રહસ્થોને જાહેર કરવામાં આવે છે કે આવી સોનેરી તક ભુલશો નહિ આ પુસ્તકનું પુંઠું પાકું રાખવામાં આવશે. કીંમત ૧૨ આના રાખવામાં આવી છે. અગાઉથી ગ્રાહક થનારને આઠ આના અને પાછળથી બાર આના લેવામાં આવશે સામટાં પાંચ પુસ્તક લેનારને હમારી તરફથી બહાર પડેલું "સુબોધ દર્શક" નામનું પુસ્તક ભેટ આપવામાં આવશે.

માટે વહેલા તે પહેલા સામટાં પુસ્તક ખરીદનારને સેંકડે સારૂ કમીશન આપીશું. નામ નોંધાવાનું ઠેકાણું. મુંબાઈ. ચોપાટી રત્નાગર પેલેસ.

કર્તા

જાની ચુનીલાલ હરગોવિંદ (બડોલી)
ચોકસી ઝવેરલાલ શંકરલાલ.